બાળગ્રંથાવળી :: ત્રીજી શ્રેણી :: ૩

# શ્રી હરિભદ્રસૂરિ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ



:: બાળગ્રંથાવળી કાર્યાલય અમદાવાદ ::

બાળગ્રંથાવળી ત્રીજી શ્રેણિ ૩.

# શ્રી હરિભદ્રસૂરિ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

# શ્રી હરિભદ્રસૂરિ

હિંદમાં એવો કોઇ માણુસ વસે છે જેણે મેવાડનું નામ ન સાંભળ્યું હોય? અને તેના પ્રખ્યાત ચિતોડગઢના દેશને માટેના મોંઘા બલિદાનની વાતો ન સાંભળી હોય? ચિતોડગઢમાં આજથી બારસો વરસ પહેલાં એક કોહીનૂર હીરો થઈ ગયો છે, જે જૈન સાહિત્યના મુગટમાં જડાઇ અનેરો પ્રકાશ આપી રહ્યો છે.

: ૧ :

ભવ્ય મકાનના દિવાનખાનામાં એક જુવાન આંટા મારી રહ્યો છે. તેજસ્વી તેનું કપાળ છે. ભવ્ય તેનું મુખ છે. શરીરે નમણો, ને રંગે એ જરા ગોરો છે. કસબી ધોતી પહેરી છે ને એક કસબી દુપટ્ટો ઓઢયો છે. ખભા પર જનોઈ છે. ઘડીએ ઘડીએ તે પોતાની મૂછોના આંકડા ચડાવે છે, ને મનમાં બોલે છે: શું વાદવિવાદ મારી સાથે? હું તો મારી આંખે જોતો નથી કે એવો કોઈ માજાયો દુનિયામાં હજી જન્મ્યો હોય. હમણાં હમણાં આ જૈન ને બૌદ્ધ લોકો બહુ લઇ બેઠા છે પણ મારી આગળ તો કોઇ આવો બચ્ચા! આ વેદવેદાંતના પારંગામી ને ચૌદ વિદ્યાના જાણુ આગળ શી રીતે વાદવિવાદ થાય છે તે બતાવી દઉં! અને શું મારા ધર્મમાં પણ કોઇ મારી સામે ટકી શકે તેવો છે! નહિજ, ખરેખર હું ભારતવર્ષનો સાર્વભૌમ પંડિત છું. અરે ભારતવર્ષનો નહિ પણ સમસ્ત જંબુદ્વીપનો સાર્વભૌમ પંડિત છું.

ત્યારે દુનિયાને એ જણાવવા હાથમાં એક જાંબુડાની ડાળી શા માટે ન રાખવી? અને દુનિયામાં કોઈ ન ભણે એટલું હું ભણ્યો, એથી પેટ ન ફાટે એવું જણાવવા એક કશબીવસ્ત્ર પણ પેટ પર શા માટે ન બાંધી રાખવું? અરે! એમ જ જાહેર કરવા દે કે જેનું બોલ્યું હું સમજું નહિ તેનો શિષ્ય થઇ જાઉં. પછી જોઉં તો ખરો કે કોઈ માજાયો નીકળે છે!

આ વિચારો ચાલે છે એવામાં નોકર આવ્યો ને જણાવ્યું: મહારાજ! મહારાણા સાહેબ કહેવરાવે છે કે પુરોહિતજીને જલ્દી મોકલો. મારે અગત્યનું કામ છે.

પુરોહિતજી ઝટપટ તૈયાર થયા ને રાજસભામાં ગયા. એમનું નામ હરિભદ્ર.

: ૨ :

બપોરનો સમય છે. પુરોહિત હરિભદ્ર એક મીયાનામાં બેસી ફરવા નીકળ્યા છે. આજુબાજુ શિષ્યો બિરદાવળી બોલે છે: સરસ્વતીકંઠાભરણ! વૈયાકરણપ્રવણ! ન્યાયવિદ્યાવિચક્ષણ ! વાદિમતગજકેસરી ! વિપ્રજનનરકેસરી !

એવામાં કાંઈક કોલાહલ થયો. હરિભદ્ર મીયાનામાંથી બોલ્યા: અરે! આ કોલાહલ શેનો છે! જુઓ, જુઓ, માણસો નાસભાગ કરતા જણાય છે. અરે! આ રમતાં છોકરાં નાસે છે! બિચારી પનીહારીઓનાં બહેડાં ફુટે છે! છે શું?

શિષ્યો કહે, ગુરુજી! રાજાનો હાથી ગાંડો થયો લાગે છે, અને આ તરફ ધસતો આવે છે.

બરાબર છે તમારૂં કહેવું. જુઓ એ દેખાયો. અરે જીવ બચાવો! ચાલો કોઈ સલામત ઠેકાણે; નહિ તો એ ઝાડોને ઉખેડતો અને મકાનોને તોડતો આ તરફ જ ધસ્યો આવે છે. સહુ નાસભાગ કરવા મંડી પડયા. પુરોહિત હરિભદ્ર પાસેના એક ભવ્ય મકાનમાં દોડીને પેસી ગયા. અંદર જઇને જુએ તો જૈન દહેરાસર! હતૂતારી! હાથી મારે તોયે જૈનમંદિરમાં ન જવું એવું મારા શાસ્ત્રનુ વચન છે ને હું તો હાથી મારે તે પહેલાં અહીં પેસી ગયો. શું એ લોકોના આ દેવ છે ને! એમનુ માથું તો જુઓ! જાણે ગોળ લાડવા જેવું. આવા આવા વિચારો તે કરે છે, ત્યાં શિષ્યો આવી પહોંચ્યા. તેમણે કહ્યું: ગુરુવર્ય! હાથી ગયો. હાશ ઠીક થયું. બધા બચી ગયા. ચાલો હવે. એટલે પુરોહિત મંદિરથાંથી બહાર આવ્યા.

: ૩ :

એક દિવસ રાજસભાનું કામ પુરૂં થયું છે. પુરોહિતજી ઘર ભણી આવે છે. રસ્તામાં એક મકાનમાંથી કાંઇક અભ્યાસ ચાલતો હોય એવું લાગ્યું. એ જૈન ઉપાશ્રય હોવાથી જાણવાનું કુતૂહળ થયું. લાવ્ય, શું બોલાય છે તે સાંભળું. તેમના કાને એક શ્લોક પડયો:

**चक्कीदुगं हरिपणगं चक्कीण केसवो चक्की ।**
**केसव चक्की केसव दु चक्की केसव चक्की य ॥**

આ બોલનાર યાકિની મહત્તરા નામના એક સાધ્વીજી હતાં.

પુરોહિતજી હસીને બોલ્યા: વાહ! માતાજી વાહ! તમે તો ઘણો ચકચકાટ કર્યો હો. સાધ્વીજી જ્ઞાની ને

નમ્ર હતા તે બોલ્યા: હોય ભાઇ! નવા નિશાળીઆને બધો ચકચકાટજ લાગે. પુરોહિતજી વિચારમાં પડી ગયા. તેમને પોતાનું વચન યાદ આવ્યું. 'જેનું બોલ્યું ન સમજું, તેનો શિષ્ય થઈ જાઉં.' ખરેખર! મને આ શ્લોક નથી સમજાતો. માટે આ સાધ્વીના શિષ્ય થવું જોઇએ. તરતજ બોલ્યા: માતાજી! આજથી હું તમારો ચેલો! મને તમે બોલેલી ગાથાનો અર્થ કહો. સાધ્વીજી કહે, ભાઇ! પુરુષોને શિષ્ય બનાવવાનો કે અર્થ સમજાવવાનો અમારો અધિકાર નથી. જો તારે ખરેખર જ શિષ્ય થવું હોય, ને અર્થ સમજવો હોય, તો અમારા ગુરુ જિનભદ્રજી બીજા ઉપાશ્રયમાં બીરાજે છે ત્યાં જા. નહિ માતાજી! મારી પ્રતિજ્ઞા છે કે જેનું બોલ્યું હું ન સમજું તેનો શિષ્ય થાઉં. માટે મારાપર કૃપા કરો. 'ભાઈ! શાસ્ત્રઆજ્ઞા અમારાથી ન લોપાય. ચાલ, હું તારી સાથે ગુરુજી પાસે આવું છું, સાધ્વીજીએ માર્ગ કાઢયો. 'તમારો એમજ આગ્રહ હોય તો ભલે પણ હું તો તમનેજ ગુરુ ગણીશ, યાકિની મહત્તરા પુરોહિત હરિભદ્રને લઇ ગુરુજી આગળ ચાલ્યા. રસ્તામાં પેલું મંદિર આવ્યું જ્યાં હાથીથી બચવાને આશ્રય મળ્યો હતો. પણ આ વખતે તેમને એ મૂર્તિનાં જુદાજ રૂપે દર્શન થયાં. અહો! કેવી શાંતરસના સાગર સમી આ પ્રતિમા છે! આને જોનાર કયા માણસના ક્રોધ, માન, મદ, લોભ, ભય, હર્ષ, વગેરે નાશ ન પામે! અત્યારે તેમના મુખમાંથી કાવ્યની ગંગા ચાલી. ત્યાંથી નીકળી બંને ગુરુ આગળ આવ્યા. ગુરુએ આગળ કહેલી ગાથાનો અર્થ સમજાવ્યો. એ સાંભળી હરિભદ્ર

બોલ્યાઃ ગુરુજી! મારા મદથી અંધ થયેલ જ્ઞાનનેત્ર ખુલી ગયાં છે. મને હવે આપનો શિષ્ય બનાવો. જિનભદ્રજીએ તેમને દીક્ષા આપી; અને પુરોહિત હરિભદ્ર મુનિ હરિભદ્ર બની ગયા. કાળચક્રનું કેવું પરિવર્તન છે ને!

: ૪ :

આવા મહાજ્ઞાનીને બીજાં શાસ્ત્ર સમજતાં કેટલી વાર! સકળ જૈન શાસ્ત્રો થોડા વખતમાં તેમણે સમજી લીધાં. પછી તો પોતાની અદ્ભૂત શક્તિથી એક પછી એક ગ્રંથો રચવા મંડયા ને લોકોને સાચા ત્યાગનું દૃષ્ટાંત પૂરૂં પાડવા લાગ્યા.

થોડા વખતમાં ગુરુએ પોતાના ગચ્છનો બધો ભાર તેમને સોંપ્યો એટલે તે આચાર્ય થયા.

આચાર્ય હરિભદ્રજી લોકોને ધર્મનો બોધ કરતા એક સ્થળેથી બીજે સ્થળે ફરી રહ્યા છે. એવામાં એક વખંત તેમના ભાણેજ હંસ ને પરમહંસ આવ્યા. તે ઘણાજ શૂરવીર યોદ્ધા હતા. આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળી તેમનું મન વૈરાગ્યથી ભીંજાઇ ગયું તેથી તેમની આગળ દીક્ષા લીધી. જેવા તેઓ યુદ્ધ કરવામાં નિપુણ હતા, તેવાજ શાસ્ત્રમાં નિપુણ થવા પ્રયત્ન કરવા લાગ્યા; અને જ્ઞાનના ભંડાર ગુરુજી આગળથી દર્શનશાસ્ત્ર, વ્યાકરણ, સાહિત્ય વગેરેનો અભ્યાસ કર્યો. આ વખતે પૂર્વના દેશોમાં બૌદ્ધોનું ખુબ જોર હતું. તેમની મોટી મોટી વિદ્યાપીઠો ચાલતી, અને તેમનું તર્કશાસ્ત્ર તો ઘણુંજ સુંદર ગણાતું. હંસ અને પરમહંસને ઇચ્છા થઈઃ આપણે બૌદ્ધ

વિદ્યાપીઠમાં જઈ તર્કશાસ્ત્ર ભણી આવીએ. શ્રીહરિભદ્રસૂરીશ્વરજી બૌદ્ધ શાસ્ત્રના પરંગામી હતા. પણ વિદ્યાપીઠના શિક્ષણનો મોહ આ શિષ્યોને લાગ્યો. ગુરુજીની ઇચ્છા તેમને ત્યાં મોકલવાની ન હતી પણ તેમનું મન એના સિવાય બીજાનો વિચારજ કરી શક્યું નહિ. એટલે પોતાની ઇચ્છાથી એઓ પૂર્વ દિશામાં ચાલ્યા.

વિહાર કરતાં કરતાં તેઓ ભોટ દેશમાં આવ્યા. અહીં બૌદ્ધોની એક મહાન વિદ્યાપીઠ હતી. ૧૫૦૦ તો અધ્યાપકો હતા ને પંદર હજાર વિદ્યાર્થીઓ હતા. બૌદ્ધ વિદ્યાપીઠનો એ મુદ્રાલેખ હતો કે બૌદ્ધદર્શન સિવાય સર્વ દર્શન ખોટાં છે. માટે તેમનું બરાબર ખંડન કરી શકે તેવા માણસો તૈયાર કરવા. આટલા ઝનુની વાતાવરણમાં જૈન સાધુઓના વેશે રહેવું અશક્ય હતું. એથી ભણતરને માટે સાધુનો વેશ છોડી ભિક્ષુનો વેશ પહેર્યો ને બંને જણ વિદ્યાપીઠમાં દાખલ થયા. ત્યાંના આચાર્યે આ ભિક્ષુઓને પોતાના સંઘના જાણી દાખલ કર્યા ને તેમની ખાવાપીવાની બધી ગોઠવણ કરી.

મહા ચતુર એવા આ બંને ભાઇઓએ એમના કઠણમાં કઠણ શાસ્ત્રોનો થોડા વખતમાં જ અભ્યાસ કરી લીધો. એમાં જ્યાં જૈનશાસ્ત્રોનું ખંડન આવતું હતું, તેને સમજી લઈ તેનું ખંડન કેવી રીતે થાય એની દલીલો પણ એમણે વિચારી કાઢીને બે પાનાપર ટુંકમાં લખી. આ પાનાંઓને સાચવીને તેઓએ ઠેકાણે રાખ્યાં. એક વખત કોણ જાણે ક્યા કારણથી પણ તે પાનાં ઉડી ગયાં ને

બીજા બૌદ્ધ ભિખ્ખુઓના હાથમાં આવ્યા. તેમણે જઇને એ પાનાં કુલપતિને આપ્યા. કુલપતિએ ધ્યાનપૂર્વક વાંચ્યા. તેને લાગ્યું કે વાહ! આ તો કોઈ મહા વિદ્વાનનું લખાણ છે. પણ લાગે છે તે જૈન! અરે! એ તો આપણા કટ્ટા શત્રુ! જો આવા બુદ્ધિશાળી અહીં આવી આપણું ભણી જઈને આપણું ખંડન કરશે તો ખુબ હાનિ પહોંચશે. માટે એવાઓને ધરતીના પડ પરથી નાબુદ કરવા. પણ આ પંદર હજાર વિદ્યાર્થીઓમાંથી કોને પારખવો? થોડીવાર વિચાર કરતાં તેને એક યુક્તિ યાદ આવી. લાવ્ય, આ ચાલવાના રસ્તાપર એક જૈનમૂર્તિ ચિતરાવું ને તેના પરથી દરેકને પસાર કરાવું. જો તે બરાબર જૈન હશે તો પકડાયા વિના નહિ રહે. તેમણે હુકમ બહાર પાડયો. જમવા જતી વખતે દરેકે આ રસ્તાપરથી જવું. આજુબાજુ ચકોર દૃષ્ટિવાળા જાસુસો ગોઠવી દીધા.

જમવાનો ઘંટ થયો. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં એ માર્ગપરથી પસાર થવા લાગ્યાં. એ ચિત્રપર પગ મૂકતાં કોઇને જરાપણ સંકોચ થતો નહિ. એમ કરતાં હંસને પરમહંસ આવ્યા. તેમણે બધી સ્થિતિ ધ્યાનપૂર્વક જોઇ અને અંદર અંદર વાત કરી: હંસ! જીવ જાય તો બહેતર, પણ આપણા ઇષ્ટદેવ પર તો પગ નજ મૂકાય. પરમહંસ! હું પણ એજ મતનો છું. પણ કાંઇક યુક્તિ શોધ. એમ વિચાર કરતાં તેઓ પેલા ચિત્ર આગળ આવ્યા ને ખડી વતી એ મૂર્તિના ગળામાં ત્રણ લીંટા કર્યા. આથી તે પ્રતિમા જિનની મટી બુદ્ધની થઇ ગઇ. હવે તેમને

એના પરથી ચાલવામાં વાંધો ન હતો. તેઓ આંખના પલકારામાં આ કામ પતાવી આગળ ચાલ્યા ગયા. જાસુસોને વ્હેમ પડયો કે નક્કી આ નવા આવેલામાંજ કાંઇક ભેદ છે. એમણે કુલપતિને એ હકીકત જણાવી દીધી. કુલપતિ કહે, આપણે તેમની બીજી પરીક્ષા કરો. જો એજ હોય તો એમને છુપી રીતે સ્વધામ પહોંચાડી દઇશું.

હંસને પરમહંસ મહા ચકોર હતા. તે સમજી ગયા હતા કે હવે જેટલી ઘડીઓ અહીં પસાર કરીએ છીએ તેટલું મોતને નજીક લાવીએ છીએ. માટે અહીંથી પસાર થઈ જાવ. તેઓ લાગ જોઈ ત્યાંથી નીકળી ગયા ને બને તેટલી ઝડપથી હરિભદ્રસૂરિ તરફ ચાલવા મંડયા. કુલપતિને આમના નાસી જવાની પણ તરત ખબર પડી એટલે તે ક્રોધથી રાતો પીળો થઈ ગયો. “એ દુષ્ટોને બરોબર શિક્ષા કરૂં.” એવા વિચારે પોતાના શિષ્ય રાજાનું લશ્કર દોડાવ્યું. હંસ ને પરમહંસ મ્હોંમાં શ્વાસ પણ માતો નથી છતાં દોડયા જાય છે. તેમણે જોયું કે એક મોટું લશ્કર પાછળ આવી રહ્યું છે. થોડા વખતમાં તે આવી પહોંચશે. એટલે મોટો ભાઇ હંસ બોલ્યો: પરમહંસ ! તું પાસેના નગરમાં પહોંચી જા. ત્યાંનો રાજા સુરપાળ છે. એની મદદ લઈ ગુરૂજી આગળ પહોંચી શકીશ. આપણે તેમનો અવિનય કરીને નીકળ્યા હતા તો તેમની માફી માગી લેજે. પરમહંસ પૂરપાટ દોડયો. હંસ મહાન લડવૈયો હતો. હજાર માણસ સામે ટક્કર ઝીલી શકે એવો હતો એટલે સહસ્રયોધી કહેવાતો. તેણે

 

લશ્કરનો સામનો કરી ખાળી રાખવાનો નિર્ણય કર્યો જેથી પરમહંસ બચી જાય. થોડીવારમાં લશ્કરનો ભેટો થઈ ગયો. ખુબ તુમુલ યુદ્ધ મચ્યું. વીર હંસે અનેકને ભગાડયા ને અનેકને ભૂશાયી કરી દીધા. પણ લશ્કરમાં ૧૪૪૪ યોદ્ધા હતા. એમની સાથે કયાંથી ટકી શકે? એનું શરીર આખું તીરથી વીંધાઇ ગયું. ચાલણી જેવું થઈ ગયું. તે ધબાક લઇ ધરતીપર ઢળી પડયો.

૫

પરમહંસ સુરપાળ રાજા આગળ સહીસલામત પહોંચી ગયો. તેણે બધી હકીકત સાંભળી મદદ કરવા નિશ્ચય કર્યો. બૌદ્ધ લશ્કર એના ગામ સુધી આવ્યું ને પરમહંસની માંગણી કરી. સુરપાળે જણાવી દીધું કે મારૂં લશ્કર એ માટે તમારી સાથે લડવા તૈયાર છે, પણ એ પુરુષ તો નહિજ મળે. ખુબખુબ સંદેશા ચાલ્યા ત્યારે એવું નકકી થયું કે પરમહંસે બૌદ્ધો સાથે વાદવિવાદ કરવો; અને જો તે જીતે તો તેઓએ પાછા ચાલ્યા જવું. ભારે વાદવિવાદ થયો. તેમાં ગુરુ કૃપાથી પરમહંસ જીત્યો. બૌદ્ધોએ દાંત કચકચાવ્યા પણ હવે શું થાય? સુરપાળ રાજાએ તેમને માનભરી રીતે અહીંથી વિદાય આપી. બૌદ્ધ લોકોએ રસ્તામાંથી પકડવા અનેક પ્રપંચ કર્યા પણ એ બધાથી છટકી પરમહંસ બને તેટલી ઝડપથી આચાર્યશ્રી હરીભદ્રજી આગળ આવી પહોંચ્યો. પરમ-હંસને આવેલો જોતાં ગુરુજીએ છાતી સરસો ચાંપ્યો. તેણે બધી વાત કરી ને હંસ કેવી રીતે માર્યો ગયો તે કરુણા-

પૂર્ણ વાત જણાવી. પછી પોતે કરેલા અવિનયની ગદ્ગદ્ કંઠે માફી માંગી ને એકદમ જમીનપર ઢળી પડચો. તેનું પણ મરણ થયું.

આચાર્યશ્રી હરિભદ્રજીની આ બનાવથી આંખો ફાટી. મારા બે શિષ્યોપર આ વિતક! અને આટલો બધો જૈનોપર ખાર! હવે તો એ પાછળ પડનાર ૧૪૪૪ બૌદ્ધોનો સંહાર કરૂં તોજ હું ખરો. ક્રોધના આવેશમાં આચાર્યશ્રી હરિભદ્રજી સૂરપાળ રાજાના નગર ભણી ચાલ્યા. ટુંક વખતમાં વિહાર કરી ત્યાં પહોંચી ગયા. તેમણે સુરપાળ રાજાએ બતાવેલી ક્ષત્રિયવટને ધન્યવાદ આપ્યો ને પોતે બૌદ્ધો સાથે શાસ્રાર્થ કરવા ઇચ્છે છે એ વાત જણાવી. સુરપાળ કહે, મહારાજ! એ લોકો ખુબ ક્રુર છે. વળી સંખ્યામાં પણ વધારે છે. અને આપ એકલા છો. માટે મને તો એ કરવા જેવું લાગતું નથી. હા, આપની પાસે કોઇ દિવ્યશક્તિ હોય તો જીતો. રાજન્! એ વિષે કશી શંકા રાખવા જેવું નથી. એમને વાદવિવાદ કરવાનું આમંત્રણ મોકલ ને તું મારી પડખે રહે. સુરપાળે એ પ્રમાણે કર્યું. એક દૂતને તૈયાર કરી વિદ્યાપીઠના કુલપતિજી પાસે મોકલ્યો.

દૂતે ત્યાં જઇ જણાવ્યું: રાજા સુરપાલ કહેવરાવે છે કે તમારા જેવા વાદિગજકેસરી હોવા છતાં હજુ વાદિ મતંગજો ફર્યા કરે છે એ શું? અમારી સભામાં કોઇ જૈનવાદી આવ્યો છે તે શાસ્રાર્થ કરવા ઇચ્છે છે. શું તમે એની સાથે વાદવિવાદ કરી શકશો? એ કોઇ

સાધારણ નથી. અને બૌદ્ધોને તો તે તૃણ સમાન ગણે છે. માટે તમે વાદવિવાદ કરી બૌદ્ધશાસનની પ્રભાવના કરી શકો તો હા કહો નહિતર થયું.

કુલપતિ આ સાંભળી ખુબ ગરમ થયો. વળી એ નવો નિશાળીયો કોણ જાગ્યો છે જે હાથે કરીને મરવા આવ્યો છે? તેણે કહ્યું: જો હારે તેને પ્રાણદંડની શિક્ષા કરવામાં આવે, તો જા, હું વાદ કરવા કબુલ છું. દૂત કહે, જે હારે તે ધગધગતા તેલની કઢાઇમાં પડે એવી શરત રાખવાથી હારનારને પ્રાણદંડ મળી જશે. પણ આપ વિચાર કરી જુઓ. કદાચ આપનો પણ એ વારો આવે. આ સાંભળતાં જેમ વાઘ ઘૂરકે તેમ એ કુલપતિ ઘુરકયો. અરે વાચાલ! હું કોણ છું તેની તને ખબર છે? જા, એ શરત કબુલ છે.

રાજસભા ચિકાર ભરાઈ ગઇ છે. વાદવિવાદનો નિર્ણય આપનાર સભ્યો નકકી થઇ ચૂકયા છે. એક બાજુ બૌદ્ધોના અનેક આચાર્યો આવીને કુલપતિ સાથે બેઠા છે. બીજી બાજુ હરિભદ્રજી એકલા છે. પાસેજ એક તેલની મોટી કઢાઇ નીચે અગ્નિ ભડભડાટ સળગી રહ્યો છે.

વાદવિવાદ શરૂ થયો. કુલપતિએ પોતાનો પક્ષ રજુ કર્યો. એને સાબીત કરવા અનેક દલીલો કરી. આચાર્ય હરીભદ્રજીએ એમાં કયાં કયાં ખામી છે તે બતાવી એની જડમૂળ ઉપાડી નાંખી ને અનેકાંતવાદનું સમર્થન કર્યું. એમાં એટલી તો વિદ્વતા બતાવી કે ફરી કોઈ સામો આવવાની હિમ્મતજ ન કરે.

સભ્યોએ નિર્ણય આપ્યો: કુલપતિ હાર્યા. તરતજ ધગધગતી કડાઇમાં તે જઇ પડ્યા. જોતજોતામાં તે તળાઈ ગયા.

આચાર્યશ્રી હરિભદ્રજી જિનેશ્વર દેવના સાધુ છે, પણ અત્યારે તે ક્રોધથી ધમધમી રહ્યા છે. એટલે કર્તવ્ય શું ને અકર્તવ્ય શું તેનો તેમને ખ્યાલજ રહ્યો નથી. એ તો એક પછી એક બૌદ્ધોને ઉભા કરી, વાદમાં હરાવી કડાઇમાં નાંખ્યેજ જાય છે ને જેમ ભજીયાં તળાતાં હોય તેમ તે તળાઈ જાય છે.

આમ જ્યાં બે, ત્રણ, ચાર ને પાંચ જણ સ્વાહા થઇ ગયા ત્યાં હાહાકાર મચી રહ્યો. આચાર્ય હરિભદ્રજી તો હંસ ને પરમહંસની પાછળ પડનાર ૧૪૪૪ ની સંખ્યા યાદ લાવી એ હાલતે પહોંચાડવા માગતા હતા.

એવામાં બે જૈન સાધુ ત્યાં પહોંચ્યા ને એક પત્ર તેમના હાથમાં મૂક્યો. એમાં લખ્યું હતું કે વીતરાગનાં વચનને સમજ્યો હોય તેનામાં ક્રોધ ઉદ્ભવે ખરો ? પત્ર લખનાર ને મોકલનાર પોતાનાજ ગુરૂ જિનભદ્રજી હતા. હરીભદ્રજી ક્રોધને વશ થઈ વાદ વિવાદ કરવા ગયા છે એમ જાણતાંજ તેમણે બે સાધુને રવાના કર્યા હતા.

આચાર્ય હરિભદ્રજી પત્ર વાંચતાંજ શાંત થઈ ગયા. પોતાના કામ માટે પસ્તાવો કરવા લાગ્યા: મેં શું કર્યું ? એ હત્યાકાંડ ત્યાંજ બંધ રાખી તેઓ પાછા ફર્યા ને પોતાના ગુરુજીને આવી મળ્યા. તેમની આગળ પ્રાયશ્ચિત્ત માગ્યું. ગુરુજીએ કહ્યું: તારો ૧૪૪૪ બૌદ્ધોને

સંહારવાનો સંકલ્પ હતો માટે તેટલાજ ગ્રંથ બનાવી નિર્મળ થા. હરિભદ્રજીએ તે કબુલ કર્યું.

: ૭ :

કેટલો બધો ફેર! પુરોહિત આચાર્યના હરિભદ્ર આચાર્ય થયા ને હરિભદ્ર આચાર્યના તે સમતાશીલ મહાત્મા થયા. તેમણે હવે જે ગ્રંથો રચવા માંડયા તે ધર્મના કોઈ પણ જાતના ઝનુન વિના જગતના સર્વ લોકો સમજી શકે તેવા રચ્યા. સ્વાધ્યાય ને નિરંતર જન-સેવામાં જીવન ગાળતાં તેમણે ૧૪૪૩ ગ્રંથો પૂરા કર્યા. આ ગ્રંથોમાં ન્યાય, વ્યાકરણ, યોગ, ધર્મ, નીતિ વગેરેનો સમાવેશ થાય છે. તેમના ધર્મગ્રંથનો મુખ્ય સાર એ હતો કે હે લોકો! 'મારૂં સારૂં કે તારૂં સારૂં" એવો ખાલી વાદવિવાદ કરી કષાયો ને વશ થાવ નહિ. કોઈપણ ધર્મનો મનુષ્ય હોય પણ જે કામ, ક્રોધ, વગે-રેનો નાશ કરીને પવિત્ર જીવન ગાળે છે તેજ તરી જાય છે. બાકીના લડતાજ રહી કષાયમાં પડવાથી ડુબે છે. વાદવિવાદ કરતાં જીવન તરફજ વધારે લક્ષ આપો. તેમના અનેક ગ્રંથો આજે પણ મળે છે જેમાં નરી મૌલિકતા જ તરી આવે છે. જ્ઞાનપિપાસુ જરૂર એ ગ્રંથો જુએ. એમના ગ્રંથના છેડે 'વિરહ' ઉપ-નામ આવે છે જે હંસ ને પરમહંસના વિરહનું સ્મરણ છે.

૧૪૪૩ ગ્રંથ રચવાનું મહાભારત કામ તે પૂરૂં કરી રહેવા આવ્યા. હવે છેલ્લો એક બાકી રહ્યો. એ

ગ્રંથમાં તેમણે સંસારદાવાની સ્તુતિ રચવા માંડી. એક પણ જોડાક્ષર સિવાયની તેમજ પ્રાકૃત કે સંસ્કૃત બંનેમાં ગણી શકાય એવી એ અદ્ભુત સ્તુતિના ત્રણ ચરણ પૂરા કર્યા ત્યારે તેમના શ્વાસોશ્વાસ ગણાવા લાગ્યા. ચોથા ચરણની એક લીંટી રચીને એટલું બાકી રહેલું કામ સકળસંઘને સોંપ્યું. પોતે જિનેશ્વર દેવનું ધ્યાન ધરી લીધું ને ચાર શરણ અંગીકાર કરતાં કાળધર્મ પામ્યા.

ખરેખર! હવે તે જંબુદ્વીપના સાર્વભૌમ પંડિત બની ચૂક્યા હતા. તેમના જવાથી કેટલું દુઃખ થાય!

એ મહાત્માને અમારા પુનઃ પુનઃ વંદન હો.